શ્રી લાધાજી સ્વામી સ્મારક ગ્રંથમાળા–મ. ૯ મો.

ૐ

# ઇશ્વર-સ્તુતિ.

પ્રયોજક,

**અમૃતલાલ સુંદરજી પઢીયાર,**

ચોરવાડ (કાઠિયાવાડ).

પ્રકાશક,

**ચુનીલાલ વર્ધમાન શાહ,**

વઢવાણનિવાસી

સારંગપુર, તળીયાની પોળ, અમદાવાદ.

આવૃતિ ૧ લી — પ્રત ૧૦૦૦

સંવત ૧૯૭૪ — સન ૧૯૧૮

મૂલ્ય ૦ાા આનો.

## આ પુસ્તકને લગતી જાણવાલાયક હકીકત.

"ભકતામર" નામે સ્તોત્ર જૈન લોકોમાં બહુ પ્રસિદ્ધ છે. એ સ્તોત્રમાં જીનેંદ્રની સ્તુતિના માત્ર અડતાલીસ શ્લોકો છે, પણ એ શ્લોકો બહુ જ ખુબીદાર છે. એ દરેક શ્લોકની સાથે તેના જુદા જુદા મંત્રો છે અને એ શ્લોક તથા તેનો મંત્ર જપવાથી જુદા જુદા માણસોનો જુદી જુદી જાતની આફતોમાંથી જે બચાવ થયો તેનું વર્ણન છે. "ભકતામર મંત્ર માહાત્મ્ય" પુસ્તકની પાછલા ભાગમાં મંત્રની શક્તિ વિષે મુનિશ્રી છોટાલાલજી મહારાજનો જાણવાલાયક લેખ છે, તે લેખ વાંચી જવા મુનિમહારાજે મને ભલામણ કરી હતી અને તે વાંચવા માટે એ પુસ્તક ચોરવાડ મુકામે તેઓશ્રીએ ગયા ઉનાળામાં મને આપ્યું હતું. એ પુસ્તક તપાસતાં મને એમ લાગ્યું કે આ બહુ કીંમતી પુસ્તક છે. એ પછી એક શ્રાવિકા બ્હેને એ પુસ્તક મને બતાવ્યું અને કહ્યું કે એના અર્થ મને સમજાવો. તેથી હું તેના અર્થ એ બ્હેનને સમજાવવા લાગ્યો. તે વખતે મને એમ લાગ્યું કે

આવી ઉત્તમ પ્રકારની સ્તુતિનો માત્ર અમુક કોમના થોડાક જ માણસો લાભ લે એ કાંઇ ઠીક કહેવાય નહિ. જો તેમાં થોડોક સુધારો વધારો કરીએ તો દુનિયાના બધા ધર્મના લોકો તેનો લાભ લઇ શકે.

બંધુઓ! માત્ર કેટલાક સાંપ્રદાયિક શબ્દોને લીધે જ ઘણી ઉંચી વસ્તુઓ પણ ટુંકા સર્કલમાં રહી જાય છે; પણ એવા શબ્દોને બદલે જો સાર્વજનિક શબ્દો વાપરીએ તો એની એ વસ્તુનો ઘણા વધારે માણસો લાભ લઇ શકે છે; જેમકે જીનેંદ્ર કે અરિહંત જેવા શબ્દોથી વૈષ્ણવો ભડક્યા કરે છે, અને રામ કે કૃષ્ણ જેવા શબ્દોથી જૈનો ભડક્યા કરે છે; પણ એને બદલે પ્રભુ કે પરમાત્મા જેવા શબ્દો વાપર્યા હોય તો બન્ને ધર્મવાળાઓ તેનો લાભ લઇ શકે છે, અને એ જ શબ્દોને ખુદા કે ગૉડના નામથી લખ્યા હોય તો મુસલમાનો તથા ક્રીશ્રીયનો પણ તેનો લાભ લઇ શકે છે, કારણકે કોઇ પણ ધર્મવાળાને વાંધો હોય છે એ નામનો વાંધો જો દુર કરીએ તો જુદા જુદા ધર્મની ઉંચી વસ્તુઓ દુનીયાના બધા ધર્મોમાં ફેલાવી શકાય છે અને જે સત્ વસ્તુ છે, જે આત્માને ગમે તેવી વસ્તુ છે અને જે અંતરના ઉંડાણમાં

પેસી શકે તેવી વસ્તુ છે, તે વસ્તુને દુનીયાના બધા દેશોના અને બધા ધર્મોના વિદ્વાનો વધાવી લેવા તૈયાર છે તેમાં કાંઇ પણ શક નથી. એ નિયમ પ્રમાણે ભકતામર જેવા અમૂલ્ય સ્તોત્રને બીજા ધર્મના, બીજા દેશોના અને બીજી ભાષા બોલનારા લોકો પણ વધાવી લે અને જૈનધર્મ સિવાયના લોક પણ તેનો લાભ લઇ શકે તે સારૂ સ્હેજ ફેરફાર સાથે સાદી અને પ્રભુભક્તિમય ભાષામાં એ સ્તુતિ લખવા મારી ઇચ્છા થઇ, તેથી તે પ્રમાણે આ પુસ્તક લખેલું છે અને ભકતામરમાં જે અનુક્રમે શ્લોકો છે તે પ્રમાણે નહિ રાખતાં જુદાં જુદાં મથાળાં નીચે જેમ ઘટે તેમ—યોગ્ય લાગે તેમ શ્લોકો ગોઠવેલા છે.

આ ઇશ્વરસ્તુતિનું પુસ્તક મુનિ શ્રી છોટાલાલજી મહારાજને ધોરાજી મુકામે રૂબરૂ બતાવતાં તે બહુ રાજી થયા અને એ છપાય તો ઘણું સારૂં, એમ તેમની ઇચ્છા થઇ, તેથી ઉપકાર માની એ પુસ્તક છપાવવા માટે મેં તેમને સોંપેલું છે, કારણકે તેમની મારફત છપાવાથી ઘણા લોકોને મફત તથા પડી કીંમતે પુસ્તક મળી શકશે એ મોટો લાભ છે.

**અમૃતલાલ સુંદરજી પઢીયાર.**

ॐ

# ઈશ્વર-સ્તુતિ.

## સ્તુતિનો મહિમા.

હે પ્રભુ! કોયલની વાણીમાં કાંઇ હમેશાં બળ હોતું નથી, પણ વસંતઋતુમાં આંબાના મ્હોરના પ્રભાવથી કોયલની વાણીમાં જોસ આવી જાય છે, ને તેના ટહુકામાં મીઠાશ આવી જાય છે. તેમ જ હે નાથ! હું અલ્પજ્ઞ છું ને મારામાં કાંઇ માલ નથી, પણ આપની ભક્તિના પ્રભાવથી મને આપના ગુણ ગાવાનું મન થઈ જાય છે, તેથી આ સ્તુતિ કરૂં છું, માટે તે સ્વીકારવાની કૃપા કરો.

હે પ્રભુ! જે માણસ સમજણપૂર્વક બુદ્ધિ વાપરીને આપની સ્તુતિ કરે છે તેને હાથી, ઘોડા, સિંહ, સર્પ વીગેરે જનાવરોનો ભય રહેતો નથી. તેને નદી સમુદ્ર વીગેરે પાણીનો ભય રહેતો નથી. તેને ચોરનો ભય રહેતો નથી. તેને કેદખાનાનો કે રાજ્યનો ભય

રહેતો નથી. તેને અગ્નિ વિજળી વીગેરેનો ભય રહેતો નથી. તેને રોગનો ભય રહેતો નથી અને તેને ભૂત પ્રેતનો ભય પણુ રહેતો નથી. માટે હે નાથ! બધી જાતના ભય દૂર કરવા સારૂ અમોને આપની પવિત્ર નિષ્કામ સ્તુતિ કરવાની શક્તિ આપો.

હે પ્રભુ! પાણીના ટીપામાં કાંઈ ખાસ ખુબી નથી, પણ એ ટીપું જ્યારે કમળના પાંદડા ઉપર પડે છે ત્યારે કમળપત્રને લીધે તે મોતીના દાણા જેવું શોભે છે. તેમજ હે નાથ! મારી વાણીમાં કાંઇ માલ નથી, પણ તેમાં આપનું નામ જોડાએલું છે, એટલે આ સ્તુતિ ભક્તોનાં મન હરણુ કરનારી ને તેઓને આનંદ આપનારી થઇ પડશે, એવો આપના નામનો અદ્ભુત પ્રભાવ છે. ત્યારે ખુદ આપના પોતાના પ્રભાવની તો વાત જ કેમ થાય? કારણકે ત્યાં અમારી બુદ્ધિ પહોંચી શકે તેમ નથી.

હે પ્રભુ! ત્રણે લોકોમાં શ્રેષ્ઠ દેવોનો રાજા ઇંદ્ર છે, તે પણ આપની સ્તુતિ કરી રહ્યો છે, અને તે કાંઇ સામાન્ય સ્તુતિ નહિ, પણ જગતનાં બધાં શાસ્ત્રોમાં જે તત્ત્વજ્ઞાન ભરેલું છે, તે તત્ત્વજ્ઞાનનો પોતાની અગાધ બુદ્ધિથી અર્ક કાઢીને તે વડે આપની સ્તુતિ કરે

છે. તોપણ તે આપના મહિમાના પારને પામી શકતો નથી. ત્યારે અમારી સ્તુતિ તે શું હિસાબમાં છે? અને અમે આપની સ્તુતિ કરીએ એમાં નવાઇ પણ શું છે? એ તો આપના મહિમાથી અંજાઇ જઇને સ્વાભાવિક રીતે જ આપની સ્તુતિ થઇ જાય છે અને આપના ચરણમાં મસ્તક ઝુકાવી દેવાય છે એવા આપ મહિમાવાન છો.

હે પ્રભુ! કાળી મેઘલી રાત્રીમાં ગાઢ અંધકાર ફેલાઇ જાય છે, પણ એ અંધકારનો ઢગલો સૂર્યના પ્રકાશથી જેમ એકદમ નાશ પામી જાય છે, તેમ આપની સ્તુતિથી જીવોનાં અનેક ભાવોનાં સર્વ પાપો ક્ષણ માત્રમાં કપાઇ જાય છે, એવો આપની સ્તુતિનો પ્રભાવ છે, માટે અમારાથી આપની સ્તુતિ થયા કરે એવી અમને સદ્‌બુદ્ધિ આપવાની કૃપા કરો.

હે પ્રભુ! હરણીયામાં કાંઇ સિંહની સામે થવાનું બળ હોતું નથી, પણ જ્યારે તેના બચ્ચાને સિંહ ખેંચી જાય ત્યારે બચ્ચા ઉપરના પ્રેમને લીધે પોતાના બળનો વિચાર કર્યા વિના તે સિંહની સામે થઇ જાય છે. તેમજ હે પ્રભુ! તમારી ભક્તિને અધીન થઇને મારી શક્તિનો વિચાર કર્યા વિના હું આ મારી જેવી તેવી

વાણીથી આપના ગુણ ગાઉં છું તે સ્વીકારી મને આપના આશ્રયમાં લેવાની કૃપા કરો.

હે સર્વ શક્તિમાન અનંત બ્રહ્માંડના નાથ! તમે ક્યાં અને અમે ક્યાં? અમારૂં શું ગજું કે અમે આપની સ્તુતિ કરી શકીએ? પણ જેમ પાણીમાં પડેલા ચંદ્રના પ્રતિબિમ્બને પકડવા બાળકો ઇચ્છા રાખે છે, તેમ અમે આપનો મહિમા ગાવાની ઇચ્છા રાખીએ છીએ. અને જેમ બાળકથી ચંદ્ર પકડાતો નથી પણ એથી ચંદ્ર ઉપરનો તેનો પ્રેમ જણાઈ આવે છે, તેમ અમારી સ્તુતિથી કાંઇ આપના મહિમાનો પાર આવતો નથી, પણ આપની તરફનું અમારૂં ખેંચાણ દેખાઈ આવે છે. માટે આ કાલા ઘેલા શબ્દોથી અમે જે સ્તુતિ કરીએ છીએ તે સ્વીકારવાની કૃપા કરો.

## પ્રભુનો મહિમા ને નમસ્કાર.

હે પ્રભુ! તમે આ પૃથ્વીના ભૂષણરૂપ છો. તમે સ્વર્ગના મુકુટમણિ છો. તમે પાતાળનો ખજાનો છો. તમે મનુષ્યના પ્રાણાત્મા છો, અને તમે દેવોનું દૈવત છો.

વિદ્વાનોમાં પણ જેઓ વિદ્વાન છે તેઓ પણ જેને પૂજી રહ્યા છે તેવા હે પ્રભુ! આપ બુદ્ધિદાતા

છો, આપ કલ્યાણ કરનારા છો, આપ સૌનું પાલન કરનારા છો, આપ મોક્ષમાર્ગ બતાવનારા ગુરૂઓના ગુરૂ છો, અને હે પ્રભુ! આપ જ સાક્ષાત્ પુરૂષોત્તમ છો. માટે અમે આપને આગળથી નમીએ છીએ. પાછળથી નમીએ છીએ. ઉંચેથી નમીએ છીએ. નીચેથી નમીએ છીએ. વચમાંથી નમીએ છીએ અને સર્વ દિશાઓમાં નમીએ છીએ.

ત્રણે લોકોમાં સર્વથી શ્રેષ્ઠ હે પ્રભુ! આપને મારા નમસ્કાર છે. સર્વ પ્રાણીઓનાં કષ્ટ હરનાર હે પ્રભુ! આપને મારા નમસ્કાર છે. હે અનંત. બ્રહ્માંડના નાથ! આપને મારા નમસ્કાર છે. અને જેમ પ્રલયકાળનો વડવાનલ નામે અગ્નિ સમુદ્રનું શોષણ કરી જાય છે તેમ અમારા ભવરૂપી સમુદ્રોનું શોષણ કરનારા હે પ્રભુ! આપને મારા નમસ્કાર છે.

હે પ્રભુ! બહુ સારૂં થયું કે મેં જુદા જુદા ઘણાએ મહાન્ દેવોને જોયા, પણ તે કોઇમાં મારૂં ચિત્ત શાંતિ પામ્યું નહિ. એ બધાને જોયા છતાં પણ મારૂં ચિત્ત તો અંતે આપનામાં જ ઠર્યું, એટલે મને એ લાભ થઇ ગયો કે, આવતા ભવોમાં આપના સિવાય બીજા કોઇ પણ દેવ મારા મનને હરી શકશે નહિ. હવે હું

આપનો જ થઇ ગયો છું. એ કરતાં વધારે લાભ બીજો કયો ? ધન્ય પ્રભુ ! ધન્ય !

હે પ્રભુ ! મોક્ષના માર્ગમાં અનેક વિઘ્નો રહેલાં છે, પણ જે ભક્તોને એમ ખાતરી હોય છે કે, ગમે તેવું અંધારૂં હોય તોપણ તે સૂર્યની સામે ટકી શકે નહિ, તેમ જ ગમે તેવી અડચણો હોય તોપણ તે આપના પવિત્ર નામની પાસે ટકી શકે જ નહિ, એવી દૃઢતા-વાળા ભક્તને મોક્ષનો મહાન્ મુસ્કેલ માર્ગ પણ સહેલો ને અનુકૂળ થઇ જાય છે. માટે આપના મહિમામાં અમને એવો વિશ્વાસ આપવાની કૃપા કરો.

હે પ્રભુ ! આ સંસારરૂપી સમુદ્રમાં અમે અનેક યુગો થયાં પડેલા છીએ, તેમાંથી છોડાવનાર તમે જ છો, તમારા વિના બીજું કોઈ પણ આ દુસ્તર સંસાર-સાગરમાંથી અમને તારી શકે તેમ નથી. માટે હે નાથ ! હવે તો તારી લો, તારી લો !

પૃથ્વીથી સૂર્ય કરોડો માઇલ દૂર છે, છતાં પણ સૂર્યના પ્રભાવથી જેમ પૃથ્વી ઉપરનાં કમળો ખીલે છે, તેમ હે પ્રભુ ! તમે હજી અમારાથી બહુ દૂર છો, ભક્તિના બળથી અમે હજી અમારા અંતરાત્મામાં આપને પધરાવી શક્યા નથી, છતાં પણ આપની કૃપાના

પ્રભાવથી અમારાં હૃદયકમળ ખીલતાં જાય છે. ત્યારે જ્યારે આપ અમારા પ્રાણના પણ પ્રાણાત્મા બની જશો ત્યારે અમારાં હૃદયકમળ કેટલાં બધાં ખીલી જશે? એ ખ્યાલ કરતાં પણ અમોને અજબ જાતનો આનંદ થાય છે.

હે પ્રભુ! પ્રલયકાળના પવનથી પણ કાંઇ મેરૂ પર્વત ચલાયમાન થતો નથી, તેમ કોઈ પણ જાતના વિકારોથી આપ ચલાયમાન થતા નથી. આપ તો હમેશાં પવિત્ર પવિત્ર ને પવિત્ર જ છો, ને સદાકાળ નિર્લેપ રહેનારા છો. હે પ્રભુ! આપના એ નિર્વિકારી-પણાનું અમોને ભાન થાય તોપણ અમારૂં કલ્યાણ થઇ જાય તેમ છે, માટે હે નાથ! આપના પવિત્ર-પણાનો અને આપના નિર્વિકારીપણાનો મહિમા અ-મોને સમજાવવાની કૃપા કરો.

હે પ્રભુ! મહા મૂલ્યવાન પ્રકાશિત રત્નમાં જેવું સૂર્યનું તેજ શોભે છે તેવું કાંઈ કાચના કટકામાં શો-ભતું નથી; તેમ જ હે પ્રભુ! આપનામાં જેવું જ્ઞાન શોભે છે તેવું બીજા કોઇ દેવોમાં શોભતુ નથી.

હે પ્રભુ! આપનો ઉપદેશ ગ્રહણ કરનાર ભક્તને જેવી આપની વિભૂતિઓ મળે છે, જેવું આપનું અં-

શ્વર્ય મળે છે, અને જેવી આપની ઋદ્ધિ સિદ્ધિ મળે છે તેવી ઋદ્ધિ સિદ્ધિ, તેવું ઐશ્વર્ય, અને તેવી વિભૂતિઓ બીજા કોઇ પણ દેવોના ઉપદેશથી મળી શકતી નથી. માટે હે નાથ! આપનું શરણ લેવું અને આપની આજ્ઞાઓ માનવી એ જ સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વાત છે, અને એ જ અખંડ આનંદ મેળવવાની કુંચી છે.

હે પ્રભુ! ઉંચા અને ગંભીર શબ્દોથી દશે દિશાઓને ભરી દેનારાં સ્વર્ગમાં દેવોનાં જે દુંદુભિ વાગે છે તે આપના ધર્મરાજ્યની જય જય જય બોલાવે છે, અને આકાશમાં આપના યશનો વિસ્તાર કરે છે. એ દુંદુભિનો અવાજ અમારા અંતઃકરણમાં સંભળાય એવા દિવસ તે હે નાથ! હવે કયારે આવશે? કયારે આવશે?

હે પ્રભુ! જે કરમાતાં નથી, જે સુકાતાં નથી, જેનો રંગ બદલાતો નથી, જેમાંથી સુવાસ ઘટતી નથી, જે અલૌકિક જાતનાં છે, અને જે દીવ્ય દેશના છે એવા અદ્‌ભુત સુંદરતાવાળાં પુષ્પોની આકાશમાંથી દેવતાઓ આપની ઉપર વૃષ્ટિ કરે છે. એ વૃષ્ટિ અમે અમારી ભાવનાને બળે, અમારી શ્રદ્ધાના બળે, અમારી ભક્તિના બળે, અમારા જ્ઞાનના બળે, અને આપની

કૃપાના બળે અમારાં અંતર્ ચક્ષુથી જોઇ શકીએ એવા દિવસ તે ક્યારે આવશે ? હે નાથ ! હવે તો એવા દિવસ આપવાની કૃપા કરો. આ જે વાતો શાસ્ત્રમાંથી સાંભળીએ છીએ તે વાતો જાતી અનુભવમાં આવે તેમ કરો, એ જ અમારી પ્રાર્થના છે.

હે પ્રભુ ! આપના પવિત્ર માર્ગમાં ચાલનારા મહાન્ સંતો કહે છે કે, હે પ્રભુ ! આપ નાશરહિત છો, આપ નિર્વિકારી છો, આપ ચિન્તવનમાં આવી શકો નહીં એવા છો, આપના ગુણો અસંખ્ય છે, આપ પાપનો નાશ કરનારા છો. આપ યોગીઓના ઈશ્વર છો, આપ જ્ઞાન સ્વરૂપ છો, આપ પ્રેમસ્વરૂપ છો, અને આપ અનેક રૂપ ધરનારા છો, તથા આપ એક જ રૂપમાં રહેનારા છો. હે નાથ ! આપના મહિમાની જે જે વાતો કહીએ તે બધી થોડી જ છે, અને આપનાં સ્વરૂપની જે જે વાતો કહીએ તે બધી ગમે તેવી સારી લાગતી હોય તોપણ આપના મહિમાના પ્રમાણમાં તે અધૂરી જ છે, અને તેમ છતાં પણ અજાયબીની વાત એ છે કે, તેમાં જ અમારૂં મન રમણ કર્યા કરે છે, અને આપનો પ્રતાપ એટલો બધો છે કે, આપના મહિમાની મીઠી મીઠી લાગતી અધૂરી આ[illegible]

વાતોથી પણ અમારૂં કલ્યાણ થઇ જાય છે, એવું આપનું સામર્થ્ય છે. ધન્ય પ્રભુ! ધન્ય! આપની પ્રભુતાને ધન્ય છે, ધન્ય છે!

હે પ્રભુ! અમોને તારવા માટે આપનામાં જે કુશળતા છે તે કુશળતાને ધન્ય છે, ધન્ય છે. અમારી ઉપર આપનો જે વાત્સલ્ય ભાવ છે તે વાત્સલ્ય ભાવને ધન્ય છે. અમોને આપ જે સદ્ધર્મ બતાવો છો તે સદ્ધર્મને ધન્ય છે. અમોને જે કળાથી જગતની વસ્તુઓનાં સ્વરૂપ સમજાવો છો તે આપની કળાને ધન્ય છે. અમોને જે ઉંડાણથી કર્મનાં પરિણામો બતાવો છો તે ઉંડાણને ધન્ય છે. અમોને જે ખુબીથી સ્વર્ગનો ને મોક્ષનો માર્ગ બતાવો છો તે ખુબીને ધન્ય છે. અને જે અજબ જેવી ભાષાથી આ બધું અમને સમજાવો છો તે આપની ભાષાને પણ ધન્ય છે, ધન્ય છે. અને આ બધું કરતાં છતાં આપ જે પવિત્રતા ને જે નિર્લેપપણું રાખો છો. તેને પણ ધન્ય છે, ધન્ય છે. હે પ્રભુ! આવી આવી આપની અનેક ચતુરાઇને જ્યારે દેવતાઓ ધન્ય ધન્ય કહ્યા કરે છે, ત્યારે આપને પોતાને માટે કહેવા જેવા શબ્દો તો અમોને અમારી ભાષામાં ક્યાંથી જ મળે? ન જ મળે. માટે જ વેદો

થાકી થાકીને અંતે કહે છે કે, નેતિ, નેતિ, નેતિ. પણ અમોને એથી તૃપ્તિ થતી નથી, માટે અમે તો અમારા આનંદને ખાતર કહ્યા કરીશું કે ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે, પ્રભુ તમને ધન્ય છે. એ સિવાય હવે બીજું કાંઇ વધારે બોલતાં અમને આવડતું નથી.

## ભગવદ્ આશ્રયની ખુબી.

હે પ્રભુ! આ જગતમાં જેટલી જાતના આધાર છે તે બધા આધાર અધુરા છે ને ક્ષણિક છે, પણ આપનો જે આશ્રય છે તે જ એક ખરો આધાર છે. માટે હે નાથ! હવે તો અમને તમારો આશ્રય મળે તેમ કરો.

હે પ્રભુ! તમે પાપરૂપી અંધકારના ઢગલાનો નાશ કરનાર છો અને અમે હજી પાપમાં જ પડેલા છીએ માટે અમારાં પાપ નાશ કરવા સારૂ અમે આપને શરણે આવીએ છીએ.

હે પ્રભુ! જેઓ તમારે આશરે રહેલા છે તેઓની સામે કદી ઐરાવત જેવા બહુ મોટા માથાવાળા મદ ઝરતા મદોન્મત્ત ને બહુ ક્રોધે ભરાએલા ગાંડા હાથીઓ ચાલ્યા આવતા હોય તોપણ તેઓને ભય લાગતો

નથી, એવું આપના આશરામાં બળ રહેલું છે. માટે હે નાથ! અમને આપનો એવો અભય પદવાળો આશ્રય આપવાની કૃપા કરો.

## પ્રભુના નામ સ્મરણથી થતા ફાયદા વિષે.

હે પ્રભુ! જે માણસને નાગદમન નામની ઓષધિ મળી જાય છે, તે માણસ કાંઈ પણ ભય વિના સામેથી દોડયા આવતા મોટી ફણાવાળા મહાક્રોધી કાળોતરા નાગની ઉપર પગ દઈને ચાલ્યા જાય છે. તેમ જ હે પ્રભુ! જેને આપના મહાન્ પવિત્ર નામરૂપી દીવ્ય ઔષધી મળી ગઇ છે તે પણ જગતનાં ઘણી જાતનાં ઝેરને જીરવી શકે છે, અને ધર્મના રસ્તામાં આવતી ઘણી જાતની મુસ્કેલીઓની સામે થઇ શકે છે. માટે હે નાથ! આપના કલ્યાણકારક નામમાં અમોને અજબ જેવો પ્રેમ આવે એવી અમોને પ્રેરણા કરો.

પગથી માથા સુધી જુદી જુદી જાતની બેડીઓ જડેલી હોય, અને બહુ જ મોટી બેડીઓના ઘસારાથી શરીરમાં કાપા પડયા હોય, તેવા માણસો પણ, હે પ્રભુ! જો આપના નામનું સ્મરણ કરે તો તુરત જ તેઓનાં બંધન તૂટી જાય છે અને તેઓ ભયમાંથી મુક્ત થઇ જાય છે. આવું આપના નામમાં બળ છે.

માટે જે જગ્યાએ એ નામ લેવું જોઇએ, જે સ્થિતિમાં આવીને એ નામ લેવું જોઇએ, જે ભાવથી એ નામ લેવું જોઇએ, અને જે મહિમા સમજીને એ નામ લેવું જોઇએ, તેની હે નાથ! હવે કુંચી બતાવવાની કૃપા કરો.

હે પ્રભુ! આપના નામના મહિમાના તે કેટલાંક વખાણ કરીએ? કારણકે આપના નામના મહિમાનો તો પાર જ આવતો નથી. એ માટે એક મહાત્મા એમ કહેતા હતા કે, જેમ સૂર્યનાં કિરણોથી અંધકાર નાશ પામી જાય છે તેમ મહાબળવાન રાજાની અજીત સેના પણ આપના નામના બળથી નાશ પામી જાય છે. મતલબ કે આપના નામના બળની આગળ હજારો હાથી, લાખો ઘોડા અને કરોડો માણસોનું બળ પણ કાંઇ હિસાબમાં નથી. માટે હે નાથ! આવું આપનું અદ્દ્ભુત બળવાળું સફળ નામ પળે પળે લેવાય ને શ્વાસેશ્વાસે જપાય એવી અમારા અંતર્માં પ્રેરણા કરવાની કૃપા કરો.

હે નાથ! આપના મહા મંગળકારી પવિત્ર નામના પ્રતાપથી બહારની બેડીઓ તૂટી જાય એમાં તો કાંઇ નવાઈજ નથી, પણ હે પ્રભુ! આપના પવિત્ર નામના પ્રભાવથી અંતર્નાં અનેક બંધનો તૂટી જાય

છે અને તે એવાં દઢ કે જેમાં નાંખી નજર પહોંચે નહિ તેવાં બંધનો પણ તૂટી જાય છે; જેમકે, આ જન્મનાં બંધનો તો શું હિસાબમાં છે? પણ અનેક ભવનાં બંધનો તૂટી જાય છે, કામક્રોધનાં બંધનો તૂટી જાય છે, માન અપમાનનાં બંધનો તૂટી જાય છે, સુખદુઃખનાં બંધનો તૂટી જાય છે, જીવવાની ઇચ્છાનાં બંધનો તૂટી જાય છે, અને ટુંકામાં એ જ કે, ગમ ન પડે તેવી અકળ ગતિવાળી માયાનાં બધાં બંધનો પણ, હે પ્રભુ! આપના નામસ્મરણથી તૂટી જાય છે. આવું આપના નામસ્મરણમાં બળ છે. માટે હે નાથ! અમારા અંતરને સંતોષ થાય એટલું અમારાથી દરરોજ આપનું સ્મરણ થાય એવી અમારી ઉપર કૃપા કરો.

હે પ્રભુ! જેમ પાણી અગ્નિને બુઝાવી નાંખે છે તેમ આપના નામકીર્તનરૂપી જળમાં એવું મહાન બળ છે કે, જગતને ભસ્મ કરી દે તેવા પ્રબળ દાવાનળ અગ્નિને પણ તે શમાવી દે છે. આવા આપના શાન્તિદાયક નામનું કીર્તન, હે પ્રભુ! અમારી જીભને ગમી જાય, અમારી વાણી મારફત અમારા કંઠમાં ઉતરી જાય, અને અમારા અંતરમાં જામી જાય એવી અમારી ઉપર દયા કરો.

હે સર્વ શક્તિમાન પ્રભુ! આપના નામનો મહિમા એવો છે કે, તેથી સર્વ ભય ભાગી જાય છે અને મહાભયંકર આફત આવી હોય ને એમ લાગતું હોય કે હવે તો કોઈ ઠેકાણે આરો નથી, તેવી સ્થિતિમાંથી પણ આપના નામવડે છુટી શકાય છે એટલું જ નહિ પણ કદી પ્રલયના તોફાન વખતે મહાભયંકર પર્વતો જેવડાં મોજાં ઉછળતાં હોય, અને એ મોજાંના શીખર ઉપર જેની હોડી આવી ગઇ હોય તે પણ, હે પ્રભુ! આપના નામના સ્મરણવડે કરીને એ ભયમાંથી છુટી જાય છે, અને જગતનો નાશ કરનાર તોફાની સમુદ્રને પણ તરી જાય છે, એવું આપના નામસ્મરણમાં સામર્થ્ય રહેલું છે. માટે હે નાથ! આપનું અખંડ સ્મરણ થયાં કરે એવી અમોને બુદ્ધિ આપવાની કૃપા કરો.

## ભગવત્ ચરણનો મહિમા.

હે નાથ! આપના ચરણકમળમાં અમે અમારા દેહથી નમીએ છીએ, અમારી આંખોથી નમીએ છીએ, અમારા મસ્તકથી નમીએ છીએ, અમારા મનથી નમીએ છીએ, અમારી વાણીથી નમીએ છીએ, અ-

મારી બુદ્ધિથી નમીએ છીએ, અમારી ભાવનાઓથી નમીએ છીએ, અમારી લાગણીઓથી નમીએ છીએ, અને અમારા પ્રાણાત્માથી નમીએ છીએ, માટે અમારી ઉપર કૃપા કરો, કૃપા કરો, અને અમને આપના ચરણકમળમાં અખંડ શાંતિ મળે તેવું કરો, એ જ અમારી પ્રાર્થના છે.

એક ભક્તરાજ એમ કહેતા હતા કે, હે પ્રભુ! આપના ચરણની રજ એ મારી આંખનો સુરમો છે, એટલું જ નહીં પણ જે જે ગલીમાં આપનાં પગલાં પડેલાં છે તે તે ગલીની ધૂળ એ પણ મારી આંખનો સુરમો છે. હે નાથ! આવો આપનો મહિમા અને આવો આપની ઉપરનો પ્રેમ એ તે હવે અમારામાં ક્યારે આવશે? ક્યારે આવશે?

જેના કુંભસ્થળમાં મોતી પાકે છે એવા મહાન્ હાથીને પણ મારી નાંખનારા વિકરાળ સિંહોના સપાટામાં જે આવી ગએલા હોય તેવા માણસને પણ, હે પ્રભુ! જો આપના અચળ ચરણનો આશ્રય મળી ગયો હોય તો તે મરતો નથી, એવો આપના ચરણનો પ્રભાવ છે, તે આપના પ્રભાવશાળી ચરણ અમારા મસ્તક ઉપર મુકાય અને અમારા હૃદયમાં ધારણ થાય

એવા દિવસ, હે નાથ! હવે ક્યારે આવશે? ક્યારે આવશે?

હે પ્રભુ! દુષ્ટ ગલિત કોઢથી જેનું શરીર ગંધાતું હોય, જેને જોઇને સૌને ગ્લાનિ ઉપજતી હોય, જેને રૂંવે રૂંવે વેદના થતી હોય, અને જેણે પોતે પણ જીવવાની આશા છોડી દીધી હોય, તથા ધન્વંતરી જેવા વૈદ્યો પણ હારી બેઠા હોય, તેવા શોચનીય દશાવાળા દુઃખી માણસો પણ આપના ચરણકમળની રજરૂપી અમૃત પોતાને શરીરે ચોપડવાથી કામદેવ જેવા રૂપવાન બની જાય છે, એવો આપના ચરણની રજનો પ્રતાપ છે. માટે હે નાથ! હવે તો અમને આપના ચરણની રજ મળી જાય એવી અમારી ઉપર દયા કરો.

હે પ્રભુ! જેને આપના ચરણકમળનો આશ્રય છે તે ભયંકર અજીત શત્રુઓને પણ જીતી લે છે અને ફત્તેહની વરમાળા પહેરે છે.

હે પ્રભુ! દેવોને પણ દેદીપ્યમાન બનાવવા માટે તેઓના મુકુટમાં જે મણિ રહેલા હોય તે મણિના પ્રકાશમાં તે શું ખામી હોય? એવા મુકુટવાળા દેવો પણ જેના ચરણમાં નમે છે અને જેના ચરણના નખના પ્રકાશથી દેવોના મુકુટ પણ પ્રકાશિત થાય છે,

એવા આપ સર્વ શક્તિમાન પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.

હે પ્રભુ ! આપના ચરણની પૂજા થાય એમાં કાંઈ નવાઇ નથી, પણ જ્યાં જ્યાં આપના ચરણ પડેલા છે તે ઠેકાણાની અને તે આસનની પણ દેવતાઓ પૂજા ર્ક્યા કરે છે, ત્યારે આપના ભક્તો આપના ચરણની પૂજા કરે, અને આપના ચરણને પોતાના હૃદયમાં ધારણ કરે એમાં તે શું નવાઇ છે ? પણ આ બધું જાણતાં છતાં પણ આપના ચરણનું અમારાથી હજી જેતું જોઇએ તેવું સેવન થતું નથી. માટે હે નાથ ! હવે તો આપના ચરણ અમારા હૃદયમાં જામી જાય અને આપના ચરણની રજમાં અમે લોટયા કરીએ એવી અમારી ઉપર કૃપા કરો.

હે પ્રભુ ! સોનાના રંગ જેવાં નવાં ખીલેલાં કમળના ઢગલાની જેવી કાન્તિ હોય, તે કરતાં પણ ઘણી જ સરસ કાન્તિ આપના ચરણના નખની અંદર પ્રકાશી રહેલી છે. એ કાન્તિનાં કીરણોવાળાં આપનાં મનોહર પગલાં આ પૃથ્વી ઉપર જયાં જયાં પડે છે ત્યાં ત્યાં મહાજ્ઞાનીઓ અનેક જાતનાં પુષ્પોથી મહાપૂજા કર્યા કરે છે. એવો આપના ચરણનો પ્રભાવ છે.

ત્યારે આપના હૃદયના પ્રભાવની અને આપના મસ્ત-કના પ્રભાવની તો વાત જ શું કરવી? એ વાતો ક-હેવાની અમારામાં તાકાત જ ક્યાં છે? આવે વખતે અમારે માટે તો માત્ર ॐ तत्सत् અને તુંહી તુંહી એટલા જ શબ્દો છે. એ કરતાં વધારે સારૂં કાંઇ ક-હેતાં અમોને આવડતું નથી.

## પ્રભુના ગુણોનો મહિમા.

હે પ્રભુ! આ જગતમાં જેટલી જાતના ગુણો છે તે બધા ગુણો આપની અંદરથી ઉદ્‌ભવેલા છે, તે બધા ગુણો આપને આશ્રયે રહેલા છે અને આપ કૃપા કરીને જેને જેટલા ગુણો આપો તેટલા ગુણો તેને મળે છે, કારણકે આપ ગુણોના નિધાન છો. આપ ગુણોના દાતા છો. માટે હે નાથ! અમોને આપના ગુણો આપવાની કૃપા કરો.

હે પ્રભુ! સોળે કળાથી ખીલેલા ચંદ્રના જેવા આપના ઉજ્જવલ ગુણો ત્રણે ભુવનમાં વ્યાપી રહેલા છે, એટલું જ નહિ પણ ત્રણે ભુવનને ઉલ્લંઘીને રહ્યા છે. મતલબ કે આકાશ પાતાળમાં સમાય નહીં ને બ્રહ્માંડમાં માય નહિ એટલા આપના ગુણો છે, અને તે ગુણો આપને આશ્રયે રહેલા છે. તેથી આપની

ઇચ્છા પ્રમાણે તે ગુણો વિચર્યા કરે છે, તેને કોઈ પણ અટકાવી શકે તેમ નથી.

હે પ્રભુ! તમારા ગુણો ચંદ્ર જેવા ઉજ્જ્વલ ને શાન્તિદાયક છે એમ કહી દેવાય છે, પણ વળી પાછું એમ લાગે છે કે, હે નાથ! તમારા ગુણોને કોઇની પણ ઉપમા આપી શકાય તેમ નથી, કારણકે તેને જે જે ઉપમા આપીએ તે બધી અધૂરી જ લાગે છે. છતાં પણ અમારી પાસે બીજાં કાંઇ સાધનો નહિ હોવાથી અમારા અંતરનો ભાવ બતાવવા માટે આવી આવી ઉપમાઓ આપી દેવાય છે અને અમને આશા છે કે એથી પણ અમારૂં તો કલ્યાણ જ થશે, કારણકે તમે સર્વજ્ઞ છો, અને સૌના અંતરના હેતુઓ સમજનારા છો.

હે પ્રભુ! રાત દિવસ મહાસાગરમાં રહેનારા મોટા મોટા મસ્ત મગરમચ્છો પણ પ્રલયના તોફાન વખતે ઉછળી પડે છે, તેઓ પણ એ વખતે તરી શકતા નથી, એવે વખતે જો કોઈ માણસ એમ ધારે કે, હું મારા હાથવડે આ પ્રલયના તોફાનને તરી જાઉં તો એ જેમ બનવાજોગ નથી, તેમ જ કોઇ પણ માણસ જો એમ ધારે કે, હું પ્રભુના ગુણસમુદ્રને તરી જાઉં તો એ પણ કાંઇ બનવાજોગ નથી. આવા

ગુણોના સાગર હે સમર્થ પ્રભુ! આપ ગુણોના નિધાન છો અને તેમ છતાં ગુણોથી પર છો. માટે હે પ્રભુ! હવે અમે આપના ગુણોના સમુદ્રમાં ડુબેલા રહીએ અને માયાના ગુણોમાં મોહવાઇયે નહિ એવી અમારી ઉપર કૃપા કરો.

હે પ્રભુ! અમારી તે બુદ્ધિ કેટલી? ને અમે તે આપના ગુણોનું કેટલુંક વર્ણન કરી શકીએ? પણ દેવોના ગુરૂ બૃહસ્પતિ જેવા અસંખ્ય બુદ્ધિમાનો અનંત કાળસુધી આપના ગુણોનું વર્ણન કર્યા કરે તોપણ તેનો પાર આવે તેમ નથી. હે નાથ! આપના અસંખ્ય ગુણોમાંથી અમોને અમારી શક્તિ પ્રમાણે આપના અલૌકિક ગુણો આપવાની કૃપા કરો.

## પ્રભુનાં વચનોની મહત્તા.

હે પ્રભુ! શાસ્ત્રોમાં કહેલાં આપનાં અમૃત જેવાં અમૂલ્ય વચનો અમને એવાં લાગે છે કે, જાણે જુદી જુદી જાતનાં મહા મૂલ્યવાન કીર્તિવંત પુષ્પોની માળા ગુંથી હોયની? એવાં આપનાં ચિન્તામણિ જેવાં અને મગજને તર કરનારાં દીવ્ય સુગંધીવાળાં તથા હૃદયને આનંદ આપનાર અદ્‌ભુત ખુબસુરતીવાળાં અલૌકિક પુષ્પોનાં જેવાં વચનો અમારી વાણીનો શણગાર થઇ

રહે અને અમારા હૈયાનો હાર થઈ રહે એવી અમારી ઉપર કૃપા કરો.

હે પ્રભુ ! બધા ગ્રહો કદી સાથે પ્રકાશિત થએલા હોય તોપણ તેનું તેજ કાંઇ સૂર્યના તેજની બરોબર થઈ શકે નહિ, તેમ જ હે નાથ ! આપના ઉપદેશની અને આપનાં વચનોથી હરિજનોને જેવી અદ્‌ભુત અસર થાય છે તેવી અસર બીજા કોઈ પણ દેવોના ઉપદેશથી થતી નથી.

હે પ્રભુ ! આપનાં વચનોનો મહિમા જાણ્યા પછી હવે તો અમારી એ જ પ્રાર્થના છે કે, આપનાં વચનોની આગળ અમારાં માથાં ઝુકી ગયાં હોય, આપનાં વચનોની આગળ અમારી આંખમાંથી પ્રેમનાં અશ્રુ ઝર્યા કરતાં હોય, આપનાં વચનો ગદગદિત કંઠે અમે ગાતા કે બોલતા હોઇએ, આપનાં વચનોથી રૂંવાટાં ઉભાં થતાં હોય, આપનાં વચનો બાણની પેઠે અંતઃકરણની ઉંડાણુમાં ખુંચી જતાં હોય, આપનાં વચનો પાસે પોતાની મેળે મેળે હાથ જોડાઈ જતા હોય, આપનાં વચનો સાંભળીને હૃદય દ્રવીભુત થઈ જતું હોય, આપનાં વચનોમાં કાંઇક અદ્‌ભુત દિવ્ય પ્રકાશ દેખાઈ જતો હોય, આપનાં વચનોમાં છેલ્લામાં

છેલ્લા સત્યની ઝાંખી થયા કરતી હોય, અને આપનાં વચનોથી અમારી જીંદગીની રહેણી કરણીનાં ચક્કરે બદલાઈ જતાં હોય, એવા દિવસ તે હે નાથ! હવે ક્યારે આવશે? ક્યારે આવશે?

## પ્રભુને પ્રકાશ-પ્રભુની દિવ્ય જ્યોતિ.

હે પ્રભુ! આ જગતમાં પ્રકાશ તો ઘણી જાતના છે, પણ તે બધા પ્રકાશ થોડી થોડી વારમાં અસ્ત પામી જાય તેવા છે. પણ આપને જે પ્રકાશ છે તે તો સદા સર્વદા ઉદયરૂપ જ છે. એ સ્વયં પ્રકાશને, એ અનાદિ પ્રકાશને, એ અનંતકાળ રહેનારા પ્રકાશને, અને એ સર્વે પ્રકાશોના પ્રકાશને કદી પણ અસ્ત થતો નથી, એવી આપના સ્વયં પ્રકાશની ખુબી છે. તેથી એ અલૌકિક પ્રકાશનાં દર્શન કરવાની અમે ઇચ્છા રાખીએ છીએ. માટે હે પ્રભુ! તે અમારી ઉત્તમમાં ઉત્તમ ઇચ્છા પૂર્ણ કરવાની કૃપા કરો.

હે નાથ! આ દુનિયામાં પ્રકાશ કરવા માટે જે દીવાઓ હોય છે, તેમાં વાટ હોય છે, તેમાં તેલ હોય છે, તેમાં ધુમાડો હોય છે, અને તે પવનથી હલી જાય તેવા હોય છે. પણ અનંત બ્રહ્માંડને પ્રકાશ કરનારો આપને જે અજબ પ્રકારને અદ્‌ભુત પ્રકાશ છે, તેમાં

એ કાંઇ પણ વસ્તુ હોતી નથી; એટલું જ નહિ પણ મોટા પર્વતોને ડોલાવનાર પવન પણ આપના સ્વયં પ્રકાશને કાંઇ કરી શકતો નથી. એવા આપના અલૌકિક સ્વયં પ્રકાશને અમો જ્ઞાનચક્ષુથી જોઇ શકીએ ને તેના અનહદ આનંદો ભોગવી શકીએ એવા દિવસ તે હે નાથ ! હવે ક્યારે આવશે ? ક્યારે આવશે ?

હે પ્રભુ ! આ જગતમાં જે મોટામાં મોટો પ્રકાશ છે તે સૂર્યનો પ્રકાશ છે; પણ સૂર્ય દરરોજ રાત્રે અસ્ત થઇ જાય છે, કોઇ કોઇ વખત વરસાદનાં વાદળાં સૂર્યના પ્રકાશને રોકી દે છે, પણ હે પ્રભુ ! અનંત સૂર્યોને, અસંખ્ય ચંદ્રોને, અગણીત તારાઓને અદ્‌ભુત વિજળીને, ઝગઝગતા અગ્નિને, અને અનંત બ્રહ્માંડને પ્રકાશ આપતા સ્વયં પ્રકાશને એવી કોઈ પણ વસ્તુ નડી શકતી નથી, એવા પાપના દિવ્ય પ્રકાશનું અમે ધ્યાન ધરીએ છીએ. માટે એ અખંડ જ્યોતિ, એ અમર જ્યોતિ, એ નિર્લેપ જ્યોતિ, એ સ્થિર જ્યોતિ, ને એ અલક્ષ્ય જ્યોતિ અમારા અનુભવમાં આવી શકે એવી રીતે તેને અમારા હૃદયમાં પધરાવવાની કૃપા કરો.

હે નાથ ! આ જગતમાં જેટલી જાતના પ્રકાશ

છે તે બધા પ્રકાશ પરપ્રકાશ જ છે, પણ આપનો જે પ્રકાશ છે તે તો સ્વયં પ્રકાશ છે અને એ પ્રકાશને આધારે જ જગતના બધા પ્રકાશ રહેલા છે. માટે એવો આપનો સ્વયં પ્રકાશ, એવી આપની ઇશ્વરી જ્યોતિ, એવું આપનું અલૌકિક તેજ, અને જગતને તથા આત્માને પ્રકાશ કરનારા એવા આપના મહાન્ પ્રકાશનું અમોને દર્શન કરાવવાની કૃપા કરો.

હે પ્રભુ! આપના તેજની જે ખુબી છે તે એ છે કે, જગતના કોઇ પણ તેજની સાથે તેની સરખામણી થઈ શકતી નથી; એટલું જ નહિ પણ કરોડો સૂર્યના તેજ કરતાં પણ આપની સ્વયં જ્યોતિનું તેજ વધારે છે અને તેમ છતાં પણ તેમાં એ નવાઈ છે કે ચંદ્રના તેજની શીતળતા કરતાં પણ આપની જ્યોતિના તેજમાં હજારોગણી વધારે શીતળતા છે. હે નાથ! આવી આપની સ્વયં જ્યોતિનાં દર્શન કરવાની અને તે પ્રાપ્ત કરવાની અમોને ઇચ્છા થાય એ સ્વાભાવિક છે. માટે હે નાથ! હવે જલદી જલદી એવી તક આપવાની કૃપા કરો.

## :પ્રભુદર્શનની મહત્તા.

હે પ્રભુ! આપ સર્વ વ્યાપક છો. આપ નજીકમાં

નજીક છો, આપ અમારા અંતઃકરણમાં પણ રહેલા છો, અને આપ જ અમારા પ્રાણના પણ પ્રાણ છો, છતાં પણ અનેક કારણોસર ઉત્પન્ન થઇ ગએલા અહંકારને લીધે અમોને આપનાં દર્શન થતાં નથી. માટે હે નાથ! હવે એ અમારા અહંકારના પડદાંને દૂર કરી અમોને આપનાં દર્શન દેવાની કૃપા કરો.

હે પ્રભુ! કવિઓ આપના મુખને ચંદ્રની સાથે સરખાવે છે, કારણકે એ કરતાં વધારે સારી ઉપમા તેઓને મળતી નથી. પણ ભક્તો કહે છે કે, મનુષ્યો મહાત્માઓ, યોગીઓ, જ્ઞાનીઓ, સિદ્ધો, અને દેવોનાં નેત્રોને પણ હરણ કરનારૂં આપનું મુખ કયાં? અને દિવસને વખતે ખાખરાના સુકેલા પાંદડા જેવું ફીકકું પડી જનારૂં કલંકવાળું ચંદ્રનું બિમ્બ કયાં? મતલબ કે હે પ્રભુ! આપ અનુપમ છો. આપના મુખને કોઈની પણ ઉપમા આપી શકાય તેમ નથી. એવા આપનાં સુંદર મુખનું દર્શન અમોને જલદીથી થાય એવી અમારી ઉપર કૃપા કરો.

હે પ્રભુ! ખેતરોમાં અનાજ પાકી જાય એ પછી જેમ વરસાદની જરૂર રહેતી નથી, તેમ જ હે નાથ! આપના દર્શનથી અંતર્‌ના અંધકાર મટી જાય તે પછી

સૂર્ય ચંદ્રની એટલે કે દિવસ રાતની પણ પરવા રહેતી નથી. મતલબ કે આપના દર્શન પછી કાળનો ભય પણ રહેતો નથી; એવો આપના દર્શનનો પ્રભાવ છે. માટે હે નાથ ! હવે તો અમને આપનાં દર્શન થાય એવી અમારી ઉપર દયા કરો.

હે નાથ ! સૂર્ય ને ચંદ્ર જગતને પ્રકાશિત કરે છે પણ તે બહારનો પ્રકાશ છે. એ પ્રકાશથી કાંઇ અમારી અંદરનો અંધકાર મટતો નથી અને અમારા અંતરમાં વો હજી માયાનો અંધકાર છે, હજી વિકારોનો અંધકાર છે, હજી વાસનાઓનો અંધકાર છે અને હજી નાનાં નાનાં અજાણમાં રહી ગએલાં પાપનો અંધકાર છે. એ બધા અંધકાર તો આપના સ્વરૂપના પ્રકાશના દર્શનથી જ દૂર થઇ શકે તેમ છે. એ અંધકાર કાંઇ ચંદ્ર સૂર્યના પ્રકાશથી દૂર થઇ શકે તેમ નથી. માટે હે પ્રભુ ! હવે તો એ બધી જાતના અંધકાર દૂર થાય એવા આપના મુખકમળના દર્શન કરાવવાની કૃપા કરો એ જ અમારી વિનંતિ છે.

હે પ્રભુ ! જેમાંથી અમૃતની ધારાઓ વરસી રહે છે એવા ચંદ્રનાં ઉજ્જ્વલ કીરણોના જેવા ધોળા શાન્તિદાયક અને મીઠા દૂધના સમુદ્રનું પાન કીધા પછી

જેમ ખારૂં પાણી પીવાની કોઇ પણ માણસને ઇચ્છા થાય જ નહિ, તેમ જ એક વખત આપના સ્વરૂપના દર્શન કર્યાં પછી ભક્તોનાં ચક્ષુઓને બીજે કોઇ પણ સ્થળે સંતોષ મળતો નથી. પણ હંમેશાં અનિમિષ ચક્ષુવડે આપનાં દર્શન કર્યાં કરે ત્યારે જ તેઓને સંતોષ મળે છે, એવો આપના દર્શનનો પ્રભાવ છે. એવાં અલૌકિક પ્રભાવવાળા આપના સ્વરૂપનાં અમોને દર્શન થાય એવા દિવસ તે હે નાથ! હવે ક્યારે આવશે? હે પ્રભુ! હવે તો અમે એવી પળોની વાટ જોઇએ છીએ. માટે તે જન્મની સફળતાની પળો આપવાની કૃપા કરો.

## ભગવાનનો મહિમા સમજનાર ભક્તો પર ભગવાની કૃપા અને ભક્તોનું ભાગ્યશાળીપણું.

હે પ્રભુ! જુદી જુદી બધી દિશાઓ ઘણા તારાઓને ધારણ કરી શકે છે, પણ મહાતેજસ્વી હજારો કીરણોવાળા સૂર્યને તો માત્ર એક પૂર્વ દિશા જ ધારણ કરી શકે છે. તેમ જ ધર્મની બીજી ઘણી ક્રિયાઓ ઘણાં ફળોને ધારણ કરી શકે છે, પણ હે પ્રભુ! આપને તો માત્ર એક અનન્ય ભક્તિ માતા જ ધારણ કરી શકે

છે. માટે હે નાથ! અમોને આપની આત્મનિવેદન ભક્તિ આપવાની કૃપા કરો!

હે પ્રભુ! આપના અલક્ષ સ્વરૂપના મહિમાની વાતો તો દૂર રહી, પણ માત્ર આપની લીલાની કથાઓ સાંભળે તે લોકોના પાપનો પણ નાશ થઇ જાય છે, ત્યારે જે ભક્તો આપના સ્વરૂપનું જ્ઞાન મેળવીને પ્રેમભાવથી તેમાં તન્મય બનતા હશે, જે આપની સાથે અભેદપણું અનુભવતા હશે તેઓનાં ભાગ્ય કેવાં મોટાં હશે અને તેઓનો આનંદ કેટલો બધો હશે? એની અમારાથી કલ્પના પણ થઇ શકતી નથી. અમારી બુદ્ધિ ત્યાં હારી જાય છે. ધન્ય પ્રભુ! ધન્ય!

હે પ્રભુ! આ જગતમાં પૃથ્વી, જળ, તેજ, વાયુ ને આકાશ એ જે પંચ મહાભુતો છે તેના પણ પતિ તમે છો. માટે શાસ્ત્રોમાં આપને ભુતનાથ કહેલા છે. એટલે જે ભક્તો સ્તુતિના બળથી આપની સાથે તન્મય થાય તેઓની અંદર પંચ મહાભૂતોની ઉપર સત્તા ચલાવવાની શક્તિ આવી જાય છે, એવો આપનો પ્રતાપ છે.

હે સર્વશક્તિમાન ઇશ્વર! આપની સ્તુતિ કર-

નારા, આપના ગુણોના સમુદ્રમાં ડુબેલા, આપની કીર્તિનું અહોનિશ પાન કરનારા, અને આપની લીલાઓ યાદ કરી કરીને આપને પગલે પગલે ચાલનારા ભક્તો આપના જેવા બની જાય તેમાં શું કાંઇ નવાઈ છે? એમાં જરા પણ નવાઈ નથી, કારણકે એમ કરવું એ જ આપ પ્રભુની પ્રભુતા છે.

હે પ્રભુ! મનુષ્યને માથે મોતનો ભય સદા ફર્યા જ કરે છે, પણ જે ભક્તો આપના તેજથી તેજસ્વી થયા છે, જે ભક્તો આપના ગુણોથી ગુણવાન થયા છે, જે ભક્તો આપના મહિમાથી મહિમાવાન થયા છે, જે ભક્તો આપની પવિત્રતાથી પવિત્ર થયા છે, જે ભક્તો આપના નિર્લેપપણાથી નિર્લેપ થયા છે, અને જે ભક્તો આપના અભેદ ભાવથી અભેદપણાને પામ્યા છે, તે ભક્તોને મૃત્યુનો ભય રહેતો નથી, તે જીવતા છતાં મુક્ત બની જાય છે. હે નાથ! આવા આપની કૃપાના દિવસો અને આવા જીવનમુક્તિના દિવસો તે હવે અમારી જીંદગીમાં કયારે આવશે? ક્યારે આવશે?

હે પ્રભુ! જે સ્તુતિરૂપી માળાની અંદર આપના ગુણનો દોરો છે, જે સ્તુતિની અંદર જ્ઞાનના ને ભક્તિનાં અલૌકિક પુષ્પો છે, જે સ્તુતિની અંદર પ્રેમની

સુગંધી છાંટેલી છે, જે સ્તુતિ આપના મસ્તક ઉપર ચઢેલી છે, અને જે સ્તુતિની માળાથી આપ સંતોષ પામો છો, તે સ્તુતિની માળા જે ભક્તોના કંઠમાં છે તે ભક્તોના ચરણમાં લક્ષ્મી આવી પડે છે. તે ભક્તો મોટા માનવાળા થાય છે. તે ભક્તો ભાગ્યશાળી થાય છે. તે ભક્તોની જીંદગીની સાર્થકતા થાય છે અને તે ભક્તો જીવતાં છતાં મુક્ત બની જાય છે. આવું આપની સ્તુતિમાં બળ છે. માટે હે નાથ! પ્રસંગોપાત્ત, વારંવાર, સાચા ભાવથી, ઉંડી સમજણથી, પૂરાં પ્રેમથી ને દ્રઢ શ્રદ્ધાથી આપની સ્તુતિ થયા કરે એવી અમોને સદ્‌બુદ્ધિ આપો. હે નાથ! એવી અમોને સદ્‌બુદ્ધિ આપો!

ૐ શાંતિ શાંતિ શાંતિ.

**સમાપ્ત.**

